

અનેક રાજવંશીઓના આશ્રય તળે ચાલતી
અને પ્રજાની પસંદગી પામેલી

## શ્રી હિન્દ નાટક સમાજ

# વામન-અવતાર

## [ બલિ-ચરિત્ર ]

—નાટકના ગાયનો અને ટુંક સાર—

છપાવી પ્રસિદ્ધ કરનાર
મયાશંકર રેવાશંકર મહેતા.
વીરમગામ.

રૂણુ-સાગર પ્રેસમાં ગિરિજાશંકર બી ત્રિવેદીએ છાપ્યું,
ન્યુ સ્મોલ કોઝ કોર્ટની સામે, કેમ્પબેલ સ્ટ્રીટ-કરાચી

આવૃત્તિ ૧લી.     સને ૧૯૨૩.     પ્રત ૧૦૦૦



કીંમત ચાર આના.

# વામન અવતાર નાટકના મુખ્ય પાત્રો.

## પુરૂષ પાત્રો.

બળીરાજા—વીરોચનના પુત્ર
વામન—વિશ્નુ અવતાર
ઇંદ્રદેવ—સ્વર્ગનો રાજા
શુક્રાચાર્ય—બળીરાજાના ગુરુ
બ્રહસ્પતી—ઇંદ્રના ગુરુ
જયંત—ઇંદ્રનો કુમાર
વિશ્નુ—પરમાત્માના અવતાર
શંકર—ઉમાપતી ઇશ્વરીઅંશ
નારદ—બ્રહ્માના પુત્ર
શુંભ }
નીશુંભ } બળીના સરદાર
ત્રંબકલાલ તડકીયો—જોશી
ફરશુરામ ફડાકીયો—ચેલો
શુકલ—જાશ જનાર

## સ્ત્રી પાત્રો.

અનંગભદ્રા—બળીરાજાની પુત્રી
સમીદેવી—ઇંદ્રની પત્ની
વીદ્યાવલી—બળીની સ્ત્રી
જયંતી—ઇંદ્રની પુત્રી
લાડવાઇ—જોશીની સ્ત્રી
સુરજ—ચેલાની સ્ત્રી
લક્ષ્મી—સમુદ્ર તનયા

તે સીવાય મોહિની, કસ્યપ મુની, અપસરાઓ, દેવો તથા દાનવો ગડી, ડાણીયો, નદી, બાળાઓ વીગેરે વીગેરે

॥ શ્રી પરમાત્મને નમ ॥

# વામન-અવતાર.

## નાટકની પ્રવેશવાર ટુંક હકીકત

## અંક ૧ લો

---

મગલાચરણ ઇશ્વર સ્તવન, વસ્તુ સુચન

### પ્રવેશ ૧ લો.

સ્થળ—ક્ષીર સાગર

સમુદ્રમથન કરી મેળવેલા રત્નોની વ્હેચણી માટે દેવ દાનવ વચ્ચે તકરાર, ઇન્દ્ર તથા બલિનુ યુદ્ધ, વિશ્નુ તથા શકરનુ પ્રકટ થઇ યોગ્ય વ્હેચણી કરી આપી ચાલ્યા જવુ, બાદ અમૃત માટે ફરીથી તકરાર, મોહીનીનુ પ્રાગટય, દાનવોને મોહ, મોહીનીના હાથથી અમૃતની વ્હેચણી, દાનવોને મોહમા નાખી દેવોનેજ અમૃતપાન કરાવવુ, કપટથી અમૃત પાન કરવા જતા રાહુનો શીરચ્છેદ ટેબલો.

### પ્રવેશ ૨ જો.

સ્થળ—રસ્તો

ફરવા નીકળેલી ત્રબક તડાકીયાની લાડવાઇ સાથે વાતચીત. નવીની સ્વતત્રતા તડાકીયાની મુઝવણ

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—બલિઉદ્યાન

પરિચારીકા સંગે બલિ સુતા અનંગભદ્રાનો પરિહાસ મૃત્યુ લોકમાં વિહાર કરવા નીકળેલા જયંતકુમાર ઉપર મુગ્ધ થવું, અચાનક બલિના આગમનથી બન્નેનું ગભરાવું, ઇંદ્રકુમારને કેદ કરવાનો હુકમ ફરમાવી બલિનું ચાલ્યા જવું, બાદ અનંગભદ્રાનું હરણ, સ્વર્ગમાં જયંતકુમારનું નાશી જવું, શુંભ નિશુંભ દાનવાનું સ્તબ્ધ થવું ટેબલો.

## પ્રવેશ ૪ થો.

### સ્થળ—બલિમહાલય

પુત્રીનું હરણ થવાથી બલિનો ક્રોધ અને રાણી વિદ્યાવલીની ચિંતા, ગુરૂ શુક્રાચાર્યની આજ્ઞાથી સુરેન્દ્ર ઉપર ચઢાઇ લઇ જવાની તૈયારી

## પ્રવેશ ૫ મો.

### સ્થળ ઇન્દ્ર મહાલય

બલિની **અમરાપુરી** પર ચઢાઇના સમાચાર નારદે આવી આપવા, ઇન્દ્રની ગભરામણ, બાદ નારદની યુક્તિથી ઇન્દ્રે બ્રાહ્મણનું રૂપ ધારણ કરી બલિ પાસે તેની યુવાનીનું દાન માગવા જવું

## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ—જયંતનો શયનાગાર

અનંગભદ્રા અને જયંતનો શૃંગાર જયંતિની ચેષ્ટા, બાદ બલી કુમાર બાણકુમારે આવી જયંતીનું હરણ કરી ચાલ્યા જવું

## પ્રવેશ ૭ મો.

### સ્થળ–રસ્તો

ત્ર્યંબક તડાકીયાનો નવી સાથે વાદવિવાદ, બાદ ફડાકીયા વૈદ તડાકીયા જોશીના પુત્ર પુત્રીના લગ્નનુ સાટુ ગોર વીજળીશંકરે આવી કરી દેવુ

## પ્રવેશ ૮ મો.

### સ્થળ–બલિની રાજસભા

કપટવેશ ધારી ઇન્દ્રની બલિ પાસે યુવાદાનની યાચના, શુક્રાચાર્યનો અટકાવ, નારદે આવી ભેદ ખોલી દેવો, ઇન્દ્ર કેદ ટેબલો

# અંક ૨ જો.

---

## પ્રવેશ ૧ લો.

### સ્થળ–અમરાપુરીનુ ઉપવન

હરીકીર્તન કરતા નારદે દેવગુરૂ બ્રહસ્પતિને બલિની અમરાપુરી પર ચઢાઇના સમાચાર આપવા, બ્રહસ્પતિની ચીંતા, અને તરત શચિ પાસે જવુ

## પ્રવેશ ૨ જો.

### સ્થળ–ઇન્દ્રાસન,

ઇન્દ્ર કેદ થવાથી દેવદરબારમા દીલગીરી થવુ, દાનવ મંડળ સહિત બલિનુ ઇંદ્રાસન પર બેસવા આવવુ, બ્રહસ્પતિયે અટકાવવો

શચિ તથા બળીનો વાદવિવાદ, બળાત્કારે સીંહાસન પર બેસવા જતા ચમત્કાર, બલિનુ સ્તબ્ધ બની પાછા ફરવુ ટેબલો

## પ્રવેશ ૩ જો

### સ્થળ–અનંગભદ્રાનુ રંગભુવન

જયંત સંગે આનંદ કરતી અનંગભદ્રા પાસે બલિનુ આગમન, ઇન્દ્રને કેદ મુક્ત કરવાનુ વચન આપી જયંત તથા અનંગભદ્રાને પોતાની સાથે શોણીતપુર લઇ જવા

## પ્રવેશ ૪ થો.

### સ્થળ–ફરશુરામ વેદનુ ઘર

લંગડી છોકરીના લગ્નનુ ફડાકીઆ જોશીના છોકરા સાથે સારુ થવાથી ધણી ધણીઆણીનો આનંદ

## પ્રવેશ ૫ મો.

### સ્થળ–લક્ષ્મીભુવન

દેવાંગના સંગ લક્ષ્મીનો વાણી વીનોદ, વિષ્ણુએ વામન અવતાર ધરી દેવોને દુઃખ મુક્ત કરવા અદિતિને વરદાન આપવા જવુ

## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ–બલિભુવન

સો યજ્ઞ પુર્ણ કર્યા શીવાય સ્વર્ગમા જવા માટે શુક્રાચાર્યે દપકા આપવા છેલ્લો સોમો યજ્ઞ કરવાની તૈયારી

## પ્રવેશ ૭ મો.

### સ્થળ–જયંતિનુ રંગભૂવન,

બાણુઝાર, જયંતિનો આનંદ વિનોદ

## પ્રવેશ ૮ મો.

### સ્થળ-કશ્યપાશ્રમ

અદિતિની ઉગ્ર તપશ્ચર્યા, વિશ્નુ પ્રાગટ્ય, વરદાન પ્રાપ્તિ, વામન સ્વરૂપ દર્શન

## પ્રવેશ ૯ મો.

### સ્થળ-રસ્તો

જોશી નવી વૈદ વૈદાણી, તથા ગોરનું સરીયાન રસ્તા ઉપર ભેળા થવુ લગ્નનો દિવસ નક્કી કરવો, સર્વેનો આનંદ

## પ્રવેશ ૧૦ મો.

### સ્થળ-શોણીતપુરનુ કારાગૃહ

કપટ કરી કેદ કરેલા જયંત ઉપર બળિનો જુલ્મ અને ગભરા જયંતી બાણુ કુમારે વચમા પડી અટકાવ કરવો, બળીનો ક્રોધ, ઇન્દ્ર કેદ મુક્ત થવાના સમાચાર, દેવ સૈન્ય સહિત ઇન્દ્રનુ આક્રમણુ, યુદ્ધ, બળિ પરાજય

ટેબલો

# અંક ૩ જો.

---

## પ્રવેશ ૧ લો.

### સ્થળ-ઇન્દ્ર મહાલય

ઇન્દ્ર કેદમુક્ત થવાથી દેવોનો આનંદ, બળિના છેલ્લા યજ્ઞની તૈયારી થી દેવ મંડળમા ગભરાટ, નારદે આવી વિશ્નુનો વામન અવતાર થવા ના સમાચાર આપવાથી સર્વેનુ આનંદ પામવુ.

## પ્રવેશ ૨ જો.

### સ્થળ-ત્ર્યંબક તડાકીયાનુ ઘર

લગ્નના વરઘોડાની તૈયારી,

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—અદિતિ આશ્રમ

કશ્યપની બળીના યજ્ઞમા જવાની તૈયારી વામનની સાથે જવાની હઠ, વામનને સાથે લઇ કશ્યપનુ શોણીતપુર પ્રયાણ

## પ્રવેશ ૪ થો.

### સ્થળ લગ્ન મડપ

કાણીઆ વર અને લંગડી કન્યાના લગ્ન, પાગળ ખુલ્લુ થવુ

## પ્રવેશ ૫ મો

### સ્થળ—જયત ભુવન

અનગભદ્રા અને જયતનો આનદ, પિતાના યજ્ઞમા જવાની તયારી

## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ—યજ્ઞમડપ

બળીના છેલ્લા યજ્ઞની સમાપ્તિ, રૂષિ રહર્ષીને દાન પ્રદાન વામનનુ આગમન, સર્વનુ સાનદાશ્ચર્ય, ત્રણુ ડગલા ભુમીના દાનની યાચના, શુક્રાચાર્યનો અવરાવ, વામન રૂપે વિષ્નુની કપટ કળા ખુલ્લી કરવી, છતા બળીની દાન દેવાની હઠ, શુક્રાચાર્યનો અભિશ્રાપ સુક્ષ્મ રૂપે દાન દેતા ઝારી પ્રવશ ચક્ષુ ફુટવી, દાનનો સકલ્પ, વૈરાટ રૂપ દર્શન, બે પગલાથી ત્રીલોકય ભરવુ, ત્રીજુ પાતાળની ગાદીએ બળિને સ્થાપવા અને તેની સાથે રહેવા વચન આપવુ

શાન્તિ! શાન્તિ!! શાન્તિ!!!

શ્રી પરમાત્મને નમ

# વામન અવતાર.

## નાટકના ગાયનો

નટી — સ્તુતી ૧

શ્રી હરિ ઓમ તત સત પ્રણુમામી સુખધામી
અખીલ વિશ્વ સ્વામી આ — શ્રી૦
વિશ્વ વિલાસી જ્યોત પ્રકાશી
અજર અમી નાશી પ્રહ્લાદ બ્રહ્મ સ્વરૂપ
સુખ ગામી પચ મહાભુત ધરે તુજ ધ્યાન
તત સ્તવન નવીન પ્રગટાવ જ્ઞાન, — શ્રી૦

બાળાઓ — ૨

અદભુત અકળીત કળા રી તારી અવિનાશી નાથ
ત્રીભુવર ભવભય હર સ્વામી, અવિનાશી નાથ,— અદ૦
પ્રણતપાલ સુખકર તમે, સુરના નરવરના
મુનિજનના છો દીનદયાળ— — અદ૦
અસુરકાળ, ધર્મપાળ, સ્વામી,
ગુણગામી, નીજધામી, નીજ ગુણ નૃપાળે — — અદ૦

લક્ષ્મી— ૩

ક્ષીર સાગરની હુ સુતા કમળા છે મુજ નામ
કુવારી છુ કન્યકા વરમાળ ધરૂ કોઇ શ્યામ
સુર અસુર ગુણવાન તમે સર્વ કુળવાન
સોધી લાયક સમાન હર્ષથી વરૂ શ્રીમાન
પ્રગટી લક્ષ્મી સીધુ બાળ આવી હ્રદયમા
ધરી વહાલ કોઇ સુદર સુરબાળ
અરપુ તેને વરમાળ સુર અસુર ગુણવાન
તમે સર્વ કુળવાન સોધી લાયક સમાન
હર્ષથી વરૂ શ્રીમાન

મોહીની—                    ૪

મધુરી મોહીની મારો મદન મેમાન છે,
ખીલ્યુ નવરંગી મારૂ જોબન ગુમાન છે
વસંતની વાડી ખીલી ફુલડાંવો મહેકાય'
મદભર યોવન રંગથી અંગ બધુ લહેકાય,      મધુ૦
નાજુક છાતીની છટા નાજુક મારો નાથ,
નાજુક નાની નારને નાજુક ભનતો સાથ      મધુ૦
નાજુક માશુક ઉરમાં મીઠો મીઠો પ્યાર,
નાજુક જોબન બાગમા નાજુક કરે વિહાર      મધુ૦

ત્રંબકલાલ                    ૫

સંસારે સાચુ રામનુ નામ
માત્ર એક દામ દામ ને દામ
વાહ ભાઇ દામ વાહ ભાઇ દામ      સંસાર૦
દમવંત તે સોથી ડાહયો હોય ભલેને હજામ
દામવંતના દ્વારે જઇ સહુ સો સો ભરે સલામ,
પંડીત કાજી પ્રવીણ પુરાણી, રાજા રંક તમામ
વૈદ વકીલને વેશ્યા સર્વે, દામને પાસે ગુલામ   વાહ૦

લાડવાઇ—                    ૬

ક્યાયે સરખી સમાણી જોડી ના મળે,
સુનો લાગે સંસાર એળે જાયે અવતાર      ક્યાય૦
ખીલી જોબન ફુલવાડી, પહેરી પચરંગી સાડી,
કંચુકી કમાન વાળી, મારી આંખડી અણીયારી
જાબન બહાર જાયરે—ક્યાયે૦
ચંપા કળી સુંદર સરસ, ભમરો સુગંધી ના લહે
કંટક છતાં ગુલાબ કળીપર, ભ્રમરજી રાજી રહે
કસ્તુરી કાળા રંગની, ઉત્તમ સુગંધી છે ભરી,
હું :ખુ રૂપાળી પદમણી તે મુર્ખને પાને પડી, સુનો૦

१०८-७८



લાડવાઇ— ૭

છોને કહેતા ચકેલી, રંગીલા મને છોને કહેતા છકેલી
હુતો જોબનમા ઘેલી બનેલી રંગીલા०
બાગ બગીચાની છેલ બહુ સુંદર જાણે શુ ઘરમા ગોધેલી
બદામી હલવોને ધારી જલેબી તાજી તાજી ખઉ પહેલી–રંગી०
સાટીનની સાડીઓ કસબી ભરેલી કોગ
સ્વપ્ને નહિ કોઇએ દીઠેલી,
પોલકાને ચોળીઓનો પાર નહિ મારે
લટકેથી લુટી લાવલી— રંગીલી०
નવસેરા હાર સાચા મોતીના સુંદર,
બંગડીઓ માણેક મઢેલી
કમણુાને ઝુમણા લાડવાઇ પહેરતી,
વિદ્યા હુ પાકી ભણેલી— રંગીલી०

અનંગભદ્રા તથા સખીઓ ૮

બાળા લતા સખીજો શી આ મંમંદ ડોલે,
નીર લજવાયુ તેની યુવા આનંદ ડોલ,
પવને સખી ચુબીત આ લતીકા દીસતી નીજ,
ગાત્રથી કંપીતહા કરતી કળી સ્મીતથી ભાવ છટા
મુખપટ ઘુંઘટ ખોલે— બાળા०
દાડીમ ફળો જો પકવઆ ફુટી રક્ત શા દેખાય છે,
જાણે તરૂણી સીન પરે સ્મર તીર ચીન્હ જણાય છે,
અકિતકી કરવત સમી વીરહી હૃદય જોતા બળે,
ચંપા કળી દીપ જ્યોતી સમ વીયોગી જન જોઇ
પળ જળે અલી જો અલીકળીથી રતી મંત્ર ગુપ્ત બોલે–બાળા०

અનંગભદ્રા તથા સખીઓ ૯

મારી સજની તુ કયા રમીયાવી રજની સાચુ બોલ (૩)
શાણી સૈયર તુ શીદને આળ ચડાવે કેશ છોડ (૩)

ડાલે તારી વેણી ગુથીતી હમણાં કેમ વીખરાણી
પગસેવો તને કયા વળ્યો તારી ભ્રમર ક્યા ભીંજાણી સાચુ બો-(૩)
કાળો ભમરો શીરપર બેઠો ઉડાડતા ગભરાણી
લાપોટે લટ છુટી ગઇ મારી ભ્રમર ત્યા ભીંજાણી કેડો છોડ-(૩)
અંગ ગેરતી અતલસ ચાળી ચૈન સર્વ વખાણી,
કંચુકી કેમ છુટી ગઇ તારી આવડી કયા ચોરાણી સાચુ બો-(૩)
વાટે હું તો ભૂલી પડી ગઇ અકલડી ગભરાણી
કંચુકી ઉર તંગ પહેરીતી તેથી ઉર અકળાણી કેડો છોડ-(૩)
અધરદંત બેઠા દીસે છે ઉર મંડળ નખ લાગ્યા,
એવા રસીયા કોણ મળ્યો તને કામબાણ કયા વાગ્યા સાચુ-(૩)
રમાડતી સારીકા રંગે મધુરી કામણગારી,
ચંચળ ચાંચ મારીને નાઠી હુ તો તમથી હારી કેડો છોડ-(૩)

અનંગ }
જયંત }

૧૦

સ્નેહ સના વાલમ લ્યો સ્વીકારી
હસધારી નયન જ્યોત વદન
કાન્તી તુજ પ્યારી-પ્રીય સ્વર્ગના વીહારી સ્નેહ૦
મધુર વચન વરમાલ પ્યાર મુરતી હૃદય ધારી
થઇશ ઉજળ ધારી પ્રાણાત્મા ઓ વારી
સમર સુર-સુત સૌભાગ્ય સ્નેહ ચારી હર્ષધારી સ્નેહ૦

શુક્રાચાર્ય—

૧૧

વીર વમ કેમ દીલ વારી ધારી
અસુર સકળ દળ અસ્ત્રી ગ્રહીને
સુર ગુણ યુદ્ધ વીદારી— વીર૦
સ્વર્ગ મૃત્યુ પાતાળ ભરી
કરી એકમ ત્રીલોક મુરારી— વીર૦
સુર્ય ચંદ્ર સુરેંદ્ર દમી
મઘવપ મુગટ શીર ધારા ધારા— વીર૦

નારદ— ૧૨

નીરબળ તે નરને જાણો જે ભાગ્યાધીન થઇને ભમતા
કર્મ ઉપર વિશ્વાસ ધરીને કાર્ય નહિ સરતા— નીર૦
આપતી શીર લાખ પડે પણ ધૈર્ય કદી નહિ તજતા,
ઇંધી સીધી ઉદ્યમથી પામી દુશ્મનથી નવ ડરતા—નીર૦
પુરૂષાર્થી નીજ માર્ગ શોધીને દુખ નહિ દીલ ધરતા,
સીંહ વને ઉદ્યમ વીણ ઉંઘતા મૃગ નવ મુખમા પડતા—નીર૦

અનગ—જયંત— ૧૩

મન મોહન સુંદર શ્યામ પધારી,
મન મંદીરીયે મહાલો,
રશ સુંદરી મનહર રતી રમણી લ્યો,
અમૃત સુખનો લ્હાવો
મન મોતીની માળા પેરાવુ પ્રીય તમને રીઝાવુ,
અંતરના હીંડોળે ઝુલાવી પ્રેમ સુધારશ પાવુ મન૦
નંદનવન સોહામણુ સમીર સુગંધીત વાય,
બલિ તનયા પ્રીય માનુની મધુર વદન મલ્કાય, રશ૦
મીઠુ યોવન પુરવ્યા મીઠો નવ અનુરાગ,
રમશુ રજની શ્યામ મગ ઝીલી પ્રેમ પરાગ, મન૦

અનગ—જયંત— ૧૪

લજાવો ન પ્યારી છોડોજી રાજ તમથી હારી,
શ્વેત બિન્દુ લઉસુધારી લુચ્ચાઇ તમારી છોડો૦
બિન્દુ ઘનશ્યામ ચંદ્ર કપોળ પરજો વારી
અકીત સુભાલે ચંદન હંશ લટક મરાળી
મન મોહન સુંદીર શરમાવા શીદ બાળી,
શુધી શુ વીસારી છોડોજી

જયંત-સખીઓ અનગ— ૧૫

બન્ધુ વશ કીધો મારો, જે સરલ હૃદય ગુણવાળો,
નણુદી નવ દોષ અમારો છે કપટી વીર તમારો

સયન ભુવનમા હતી એકલી, છેડ કરી છુપાઇ રહ્યાતા
અકબ્બરી પાલવ મુજ પકડી, મોહન મન ભરમાવી ગયા—નણુદી૦
ચંદ્રવદન મુખ શરદેંનુ સમ, ભ્રગુટી કામણગારી,
કામણુ કરી લલચાવ્યો, ભ્રમરો ભાન ભુલ્યો વીરમારો—બંન્ધુ૦
મનમોહને બોલાવી શાન કરી હુ ભોળી ભુલ ખાઇ ગઇ
સ્મર તણા સરથી ઉર ભેદયુ પરવશ થઇ લોભાઇ રહ્યા
ખીલેલી જોબન વાડી તુજ મોહ રતી રંગ ન્યારા,
ભુરકી નાખીને ભરમાવ્યો, ભાન ભુલ્યો વીરમારો——નણુદી૦

લાડવાઇ–ત્રબક— ૧૬

હુ ચાલુ લટકટી ચાલે, છેલા ફુલ છડીઓ આલે,
ખાવુ ખીસ્સામા ઘાલે, પૈસા વાપરવા આલે
રંગીલી ખીલતી જુવાની
(સ્વગત) નઠકી નવી નાશી જવાની
ગોરી મદન સદનમા મ્હાલે,
(સ્વગત) મન મોહ્યુ ગુલાબી ગાલે હુ ચાલુ૦

ફરસુરામ–ત્રબક-- ૧૭

ગોળ ખાઓ લ્યો ત્રબડ તડાકીઆ,
લાવો લાવો ફરસુરામ ફડાકીઆ
બને જુદાને લુચ્ચા હડાકીયા ગોળ૦
કન્યામા કઇએ કેણુ નથી,
તમે હૈયામા હિમત ધારજો
વગ્છે ડપાળો વિદ્વાન વરણાગીયો,
કામદેવ કેરો અવતારજો ગોળ૦
જોસીને નદ મળ્યા વેવાઇ હોસીલા,
વડીઆ લગ્ન નિરધારજો,
વહેલા પધારજો લગ્ન મંડપમા
આનંદ આવશે અપારજો ગોળ૦

વારાંગના— ૧૮

સાંવરી સુરત પ્રેમ વારી બાલતા,
મધવારી બાલમા બલીહારી હાલમા—મા૦
નયનોકી તીરછી મોહે લાગી કટારી
લગી કલેજે આરપાર,
ઇશ્કકા મોહે જખમ લગા હય
મીટાદે એ ડગરી વાલમા—મધ૦

નારદ— ૧૯

ભજન કર નારાયણનુ તુ ભાઇ,
ભકતવત્સલ પ્રભુ દીન દયાલા,
દેશે અભયપદ ભાઇ— ભજન૦
જગ સ્થળ વ્યાપક ધર્મ ધુરંધર,
દેશે અભયપદ ભાઇ — ભજન૦

અનંગ— ૨૦

અમર સુખદ નંદ નીહાર નવરંગ,
સ્રીય વૃંદા નંદનવન સુર ક્રીડન ઉપવન—અમર૦
વિપતિ વિસરાય રસમય સુખ સંપતી,
નજરા સદા યુવા રહે સ્વર્ગ સુધા મયી—અમર૦

લક્ષ્મી— ૨૧

ચપળા ચમકે બાદલમા, ચંદા છુપી રહી નભમા
ટહુકે કોકીલા વનમા, વ્યાકુલ કરે મારા તનમા
બંસરી અધર પ્રવાલે કૌસ્તુભ મણી શી બીરાજે,
કરણે શ્રદ્ધાકત કુંડળ પદકુંજ મુકુલરાજે ચપલા૦
કેશર તીલક વનમાલા મદભર મનોહર લોચન
સુંદર વદન પરવારે, તલસાવે મુજને મોહન ચપળા૦

લક્ષ્મી દેવાંગના— ૨૨

અહદેવી કોને કેવી એતો રીત બતાવો દેવી,
હશે વલી ગૃહણી ગુણમા કેવી દેવી અહીદેવી

નાથ નગીના નચવી નયને નયન નયનમા ઢાળે,
રસ બશ થઇને રશીયા સાથે રજની સુખમા ગાળે
આભુસણ ધારે નવા નવા નીત તેને ગ્રહણી કેવી
જગ સેવાના વ્રત આદરે સ્વામીને સ તોષે
કટુ વચન નીજ કાન્ત કહે પણ કદી ભરાય ન રોષે
સુખ દુખમા સદા પ્રસન રહે તેને ગ્રહણી કેવી
અર્થ યુક્ત તવ મીઠી વાણી અ તર માય ઉતારી
મોહ સાચરી કરશુ પ્રેમે ગ્રહ વ્યવસ્થા સારી
અ તરની અમ ગુચ ઉકેલી જ્ઞાન દીધુ મહાદેવી

વીસ્નુ લક્ષ્મી— ૨૩

થાઓ બટુક બ્રહ્મચારી સ્તુતી તારી,
એ દીનની ઓલખાણ વાલમા થાઓ૦
સુરવીર શીર મોર સલુણા,
ધરણી પીડ ધારી ત યો વેર અસુર મારી,
મનો મ ડળી તારી (૨) વાહ ન્યારી કલાતારી
દીઠી આજ વાલમા થાઓ૦

લાડવાઇ સુરજ ગોર ૨૪
ત્ર બક ફરસુરામ—

આન દ મ ગળ ગાઓ, પરણાવી લેશુ લહાવો
મારી વવાણુ રસીલી જોડી શોભશે
નીરખી કન્યા જોશો મુખ જોઇ તાકી રહેશો મારી૦
વાહ ઠીક મળ્યુ આ ટાણુ, એક લુલુ બીજુ કાણુ,
મળી વવાઇને વેવાણુ, ફેગ ફેરવાને ઝટ આનદ૦
કડાકીઆ તમે જોશો, હોળીને દહાડે રોસો,
કર્વી જાન જોડી હુ આવુ, દુનીયામા ડંકો વાગશે આ૦
તડાકીયા કહુ તમને, અતિ ઉમેદ મનમા અમને
વાજા વગડાવુ જો જો ફરસુરામનો ફડાકો આનદ૦

જયંત— ૨૫

શી દીન દસા મુજ થઇ વીધી
અકલીત અદભૂત થઇ આ દીન૦
ક્યા અમરાપુરી સ્વર્ગ સદન મુજ,
કારાગ્રહ પાતાળ ભૂવનમા દીન૦
અસુર પ્રપંચે કેદ કર્યો મુજ,
વીનતી ક્યા જઇ કહુ શી દીન૦

અપ્સરાઓ— ૨૬

જય જેય સુરપતી શીર તાજ રાજ,
સ્વર્ગ ભૂવનના છો અધીરાજ જય૦
યક્ષ કીન્નર ગણુ ૮શ ગુણુ ગાય,
અમર નાદ ઉર આનંદ થાય
દાનવ પતી સુખ સમતી સતા,
ત્રીભુવન મંડળે પામો મહત્તા
કીર્તી પ્રતાપ સુજશ પામો,
અમર નાથ દુખ સહુ વામો જય૦

અપ્સરાઓ— ૨૭

સો તન ધર ના જાએ મોરે મૈયા
સો તન ધરના જાએ, બૈગન ધરન જાઓ મોરે૦
સો તન મુજે બડી દુખ દાઇ, રતીયા ગવાઇ મોરે૦
સો તનકે સગ પ્રીત લગાઇ, જીયા જલાયે મોરે૦

જાનડીઓ— ૨૮

મારૂ આગણુ કુમકુમે લીંપાવોરે
મોઘા મોઘા ફુલડા વેરાવોરે,
સ્વાતીક રંગે સાથીઆ પુરાવોરે,
અબીલની કાગરીયો કોરાવોરે,
માહિ સીતારામના બાણુ માડોરે—મારૂ૦

વામન— ૨૯

અમ્રતથી પણ અતી મીઠી લાગે માત પીતાની સેવારે
જનની જનકના પદ પુજન તે મધુરા મધુરા મેવારે
સ્નાન ધ્યાન સંધ્યા તરપણ કરી અગ્ની હોત્ર સુધારે
પ્રમે ન પુજે માત પીતા પદ સેવા સુપુત સુધારે-રે અ૦
બ્રહ્મા વિશ્નુ મહેસથી મહીમા માત પીતાનો ભારે
પ્રગટ ઇશનીજ જનની જનકના સેવા સુપુત સુધારે-અ૦

જાનડીઓ— ૩૦

થાળ લાવારે વરરાજાને વવાવા
તોરણીયે વર આવ્યો રે—થાલ,
વવાણુ આવારે કન્યાને નમાવા—તોર૦
દેવ પુતળીરે શુભ પગલ પધારકે—તોર૦
જળ ધાગારે ...ડી માડવે પાડોક—તોર૦

ફરસુરામ ત્રબકલાલ— ૩૧

કરી છેતરપીડી કન્યા લુલી પરણાવી
જાઉ ફરીયાદ કરૂ છુ દરબારમા
ચાદરીઓ શકરીયો, વર છે કાણો
તળ તારૂ તપાસ પળવારમા
કતો તો કન્યા છે ચપાની પાખડી
કામદેવ જેવાની ફુટેલી આખડી
લુચ્ચાના પીર તને જાણ્યો ફડાકીયા
ઠગ છે પાટણનો તુ ત્રબક તડાકીયા
ચુપ ચુપ ચુપ
જા જા જા
અહી નથી ધગળ કે ઉલાળામા—કરી૦

અનગ જયત— ૩૨

તીસા અનત ' ખની પીયુ નીતી ગઇ
નભા આનન્દની આ ખીલી જુઓ શોભની
મધુર અમીગ મવન નાચ પુસ્પ આ ખીલ
મધુર પખી નલીન ગાન કરી નક ઝેલ     નીસા૦
ની જતા નપી પ્રભા મ વ્યા મરી જતી
નટમાળ ભાગ્યની એ ગીત નડી ભરી જતી

અનગ જયત— ૩૩

મુર્તિ ધરી અતરમા ધ્યાન શીરામણી સુગ્તા,
તન મન ધયુ ચરણમા નીશ દીન મુ શરણમા   મુર્તિ૦
મુગ્ધા મધુર મનોહારી તુજ દર્શ આનન્દ કારી,
સૌભાગ્ય સતી સુતનયા હૃદયેશ્વરી નસી મવમા
નાકુળ બનીશુ પ્રેમે નીભાવશો ઉર નેમે
મન હશ માનમમરના મુખ ચદ્ર તારૂણી તનના   મુર્તિ૦

આનંદ     આનંદ     આનંદ



# શ્રી હિન્દ નાટક સમાજ.

## આ નીચેના પ્રયોગોનાં પુસ્તકો કંપનીના મુકામેથી મળી શકશે.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | વીર હમીરના | ગાયનો | કિ રૂા | ૦—૪—૦ |
| ૨ | નવજીવન | " | " | ૦—૪—૦ |
| ૩ | ગુજરાતની ગર્જના | | " | ૦—૪—૦ |
| ૪ | પ્રજાજીવન | | " | ૦—૪—૦ |
| ૫ | ગંગાશાપ | " | " | ૦—૪—૦ |
| ૬ | પાંડવ ગુપ્ત નિવાસ | " | " | ૦—૪—૦ |
| ૭ | સમ્રાટ ચંદ્રગુપ્ત | " | " | ૦—૪—૦ |
| ૮ | પંજાબ પતન | " | | ૦—૪—૦ |
| ૯ | જોહરે સમશીર | " | " | ૦—૪—૦ |
| ૧૦ | સુધન્વા | " | " | ૦—૪—૦ |
| ૧૧ | અમન—ચમન | " | " | ૦—૪—૦ |
| ૧૨ | રક્તપાન | " | " | ૦—૪—૦ |
| ૧૩ | વીર પ્રતાપ | " | " | ૦—૪—૦ |
| ૧૪ | રા' નવઘણ | " | " | ૦—૪—૦ |
| ૧૫ | વીર છત્રસાલ | " | " | ૦—૪—૦ |
| ૧૬ | ગુમાનસિંહ | " | " | ૦—૪—૦ |
| ૧૭ | છત્રપતિ સંભાજી | | " | ૦—૪—૦ |
| ૧૮ | વીર જરાસંઘ | " | " | ૦—૪—૦ |
| ૧૯ | વામન—અવતાર | " | " | ૦—૪—૦ |
| ૨૦ | જુલમી જાલમ | " | " | ૦—૪— |

વીર—હમીર" ભાષણ ગાયન સહિત કી ૧—૦—૦

'જોહરે સમશેર'ના ઓપેરા હિંદી તથા ઉર્દુમાં પણ તૈયાર

'ગંગાશાપ'ના ઓપેરા હિન્દીમાં તૈયાર છે

માલેકો

શ્રી હિન્દ નાટક સમાજ

---